શ્રી

# સ્વર્ગને સીમાડે ભયંકર લુંટારાના રમખાણમાંથી બચાવ કરવા વાસ્તે સ્વર્ગની ચેતવણી

દોહરા - સીમાડે આવ્યા પ્રીયજે ભવતરવાને માટ;
પણ લુટારા આપણા, અટકાવે આ વાટ ૧
સજ્જન તેથી ચેતજે, ચેતી રહેજો નર,
તો ગુણ સિદ્ધા જાણો, ભવજળ પાર જરૂર ૨

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.
**કવિ ત્રિભુવનદાસ નારણજી મેહેતા.**
રેહેવાસી—અમદાવાદ.



અમદાવાદ—શ્રી 'રામકૃષ્ણ પ્રીન્ટીગ પ્રેસમાં શા મગનલાલ
હરિવલ્લવદાસે છાપ્યુ—ઠેકાણું' પાંચકુવા નવાદરવાજા
પ્રત ૫૦૦૦ સંવત ૧૯૬૯ આવૃત્તિ પેહેલી
કિંમત બે આના.

પ્રણામ

# અર્પણ પત્રિકા.

**પરમ પુજ્ય, શિરોમણી શ્રી શ્રીયુત્ માહાશય.**

## ચિમનલાલ બુલાખીદાસ.

કૃપાળુ. અમદાવાદ.

પરમ કૃપાળુ પરમેશ્વરના પરમપદ પામવાના રસ્તાઓને અખ્તી-યાર કરનાર સમુદાય માંહેના આપ એક અંગભુત છો, સત્યતાના સુદૃઢ સોબતી છો, દયાના ખાસ મિત્ર છો, ધર્મના અભિમાની છો, નીતિના સ્નેહી છો, ક્ષમાના નિધાન તરીકે બિરાજોછો, ઉપકારની જબરી જંહાગીર છો. નિરમાની અને નિરલેપ છો. વિવેક વિનયમાં પ્રાબલ્ય છો, દીનનું અવલંબન અને નિરાશ્રીતના વિરામી છો. સંતો-પના ઈજારદાર છો, પ્રવૃત્તિના અને વિકારના શત્રુ છો, રાગી છતાં ત્યાગી દશામાં પ્રવર્તો છો, આવા અત્યુતમ ગુણોથી અલંકૃત્ય હો-વાના સબબસર એ ગુણોના અલભ્ય લાભથી આ આ. સેને જીંદગી ની દોરી ઉપર ટકાવી રાખવાના બદલામાં યતકિંચિત ભેટ તરીકે, આ સ્વર્ગને સીમાડે ભયંકર લુટારાએ કરેલા રમખાણમાંથી બચાવ કરવા વાસ્તે સ્વર્ગની ચેતવણી ના નામનું નનકડું પુસ્તક અર્પણ કરૂ છું તે સ્વિકારી વિશેષ આભાર તળે લેશો એવી લાલસા છે.

સંન ૧૯૫૫ ના કારતક સુદ ૨

**ત્રિભુવનદાસ નારણજી કવિ**

**ના સવિનય પ્રણામ.**

શ્રી

# સ્વર્ગને સીમાડે ભયંકર લુંટારાના રમખાણમાંથી બચાવ કરવા વાસ્તે

# સ્વર્ગની ચેતવણી.

"લેખક" કવિ ત્રિભુવનદાસ નારાણજી મેહેતા.

**દોહરા.**

સીમાડે આવ્યા છીએ, ભવ તરવાને માટ;
પણ લુટારા આપણી, અટકાવે એ વાટ- ૧
સજ્જન તેથી ચેતજો, રેહેજો ચેતી દૂર;
તોસુખે સિદ્ધાજશો, ભવજળ પાર જરૂર. ૨

**ઇશ્વર સ્તુતિ નારાચ છંદ.**

બચાવજો મને પ્રભુ, સદાય દુષ્ટ ક્રોધથી;
સદાય દૂર રાખશો, મનેજ લોભ મોહથી.
કઠિન કામ સાથ કામ, નામ મુંજ પાડશો;
દગો, પ્રપંચ પાસ આવતાંજ સૌ હઠાડશો. ૧

વધારજો દયા મનેજ, સત્ય ઉર પ્રેરજો;
વિશેષ સંપ જંપ આપી, કષ્ટને નિવારજો.

પ્રચંડ હોય પાપીઓ, ઘણા ઘણાજ ઘાતકી;
વિમુખ રાખશો સહાય નાથજી કૃપા કરી. ૨
અનંત કાળથી ત્રિલોક માંહ નાથ આથડું;
ઇચ્છાજ આપ પાસ આવવા અતિ ઉરે ધરું,
વિકાર ચોર મુજને નડેજ આવવાં તહીં;
હવે કદિજ પાસ આવવાજ ફાવતા નહીં. ૩

દોહરો.

વિકારથી બહુ વેગળો, રાખો દીન દયાળ;
ઇચ્છા અંતર છે ઘણી, મળવાને કરૂણાળ. ૧

## આત્મા એ વિચારવું શું ?

રાગ.

કાયબો અને કાયબીરે બાઇ હનાં હરિનાંહાસ.

### ભજન પહેલું.

કાયામાં કેમ રેહેવાશે ભેઇ, જ્યારે દેવની રજા થેઇ;
અવધિનો અંત આવતા જો જો, કોઇ રે'હેવાનું નેઇ;
કાયામાં કેમ રેહેવાશે ભેઇ ? જ્યારે દેવની રજા થેઇ. ॥ ટેક ॥
આંખના ઉઠયા દેવતા અને, નાડીયો તુટી ગેઇ;
કાનનાં બન્યાં ખોડયાંવળી, લવતી બોલી રેઈ. કાયામાં૦
હલતા તારા હાથ પડયાને, પગતે ભાંગ્યા થેઇ;
સ્વાસ નળીમાં સ્વાસન પેસે, શક્તિ ચાલી ગેઇ. કાયામાં૦
કાળનું તેડું આવતાં જો જો, જીવડો જાશે લેઇ;
લેવા આવેલા કોઇ ઉપાએ છોડશે જો જો નેઈ. કાયામાં૦
ખા'જો પીજો, લેજો, દેજો, કેહેવું તે દેજો કેઈ;
ગભાર ગરજ જો રહી તો; આગડી બાજી ગેઇ. કાયામાં૦

સંબંધ તારો સરવે સગાં, શોખશે ઘડી નેય;
કે' ત્રિભૂવન ઘરમાં રેહેશે, ભાઇ હુંઠામાં દેઇ. કાયામાં૦

ભજન બીજું રાગ એજ.

કરમાં કરમ પાપ નારે ભાઇ, માનવી મોટા થેઈ;
હાજરી તારી જમડા લેશે, દુઃખડા અનંત દેઇ,
હાં-કરમાં કરમ પાપ નારે ભાઇ, માનવી મોટા થેઇ, ॥ ટેક. ॥
નાનું, મોટું પાપ કરે તે, એથી અજાણ્યુ નેઇ;
ચોપડે તારૂં સરવે નોંધે, જરીએ ભુલે નેઇ. હા કરમાં૦
સાચું, જુઠું બોલ્ય ત્યાં નોંધે, જાણજે રૈઇએ રેઇ;
ચિનવે ઉરે ત્યાં ચોટાડે, ઘડીએ ભુલે નેઈ. હાં કરમા૦
હિસાબ તારો હર ઘરડીનો, આપશે તને તેઈ;
ચોકસ તારી છાતીયે શખ્યે, ન મળે પોપા બેઇ. હાં કરમા૦
માટે વાહાલા માનવીરે તું, પાપથી દૂરે રેઈ;
નામ ન છોડયે નાથ તારાનું, તો નડશે નહી કેઇ. હા કરમા૦
કે, ત્રિભૂવન-પાપીયાનો તો, છુટક્યો નથી કયઇ;
અંતર વિચાર કરજે ઉંડો, દાખલા લાખો લેઇ. હાં કરમાં.

ભજન ત્રીજું રાગ એજ.

સમજને માનવી રે, તારૂં કામ ન આવે કેંઇ;
જાણ્ય જુવાની નાતરે જાશે, બદલી જાશે વેઇ.
સમજને માનવીરે, તારૂં કામ ન આવે કેંઇ. ॥ ટેક ॥
પડશે પેઠે ચાવવુ જોજે, કંઇ ચવાશે નેઈ;
રાબડી માગ્યે ઘરનાં તારાં, ઘુંટડો દેશે નેઇ. સમજને૦
ડગડગ થાયે ડાઢી તારી, ટાઢડી જાણે વેંઈ;
કેડનો હાડો વળશે વાંકો, લાકડી ચાલે લેઇ. સમજને૦

વલખાં થાશે ખુબ ખાવાનાં, ત્રપત્તિ રેહેશે નૈધ,
હળવે એમા પડશે હાથે, તરણા જેવો થેઇ. સમજને૦
નાંનાં મોટાં મારશે મેંણાં, સંભળાશે જો નેઈ;
મન મુંજાશે, પંડ્ય પિડાશે, કેહેશે કે માથે થેઇ. સમજને૦
પડશે રેહેવું ઘરમાં સદા, ઉઠ્ઠું રહેવાશે નેઇ;
બોલાવશે નાં કોઇતો પાણી, કુટશે છાતી લેઈ. સમજને૦
વાપર્યા સારૂ દોકડો તને, માગતાં દેશે નૈઇ;
લાખો કરેલા હશે ભેળાજે, લમણા ફોડી દેઈ. સમજને૦
એક બાજુએ ચિંતની પીડા, અન્ય બાજુએ વેધ;
એવું માઠું લાગશે કેનાં, નહી થવાની થેઇ. સમજને૦
આમા તેડું આવશે ઓહ્યુ, જ્યાં રેહેવું છે જેઇ;
આપદા એવી થશે અરેરે, દુનિયાં દુખી ગેઇ. સમજને૮
ભાઇ બરૂસો કાળ કે કોનો, કરતો ઘડી નૈઇ;
કામ કરેતો કરજે એવું કોઈ ન પીડે કૈઇ. સમજને૦
બાધી દેશે ઠાઠડી માંહી, દોરડાં લાંબાં લઇ;
ફુંકી દેશે ફુંક મારીને, સમશાને જો જેઇ. સમજને૦
માટે ચેતી ચાલજે ભલા, ફાવતું આવે તેઇ;
વિશેષ કેહેવા જોર જરીજો, તાહરી પાસે નેઈ. સમજને૦

## પરભાતી.

વ્હાલોજી ગયા હતા વાડીએ, સોળસે ગોપીની સાથે,
સેરડીનો સાંઠો છોલતાંરે, પાળીબાઇ બેઠાં છે હાથે.

## એ રાગ.

કરણી કરીલે સારી પ્રાણીયા, એક દિન આવશેરે એવો;
આરે જગતથી જઇશ તું, ધોરીલ મૂળીનાં જેવો.

કરણી કરી લે સારી પ્રાણીયા. ॥ ટેક ॥
તારીરે નારી ને તારાં છોકરાંરે, તારી માય અને બાપા;
ઘડીએ ઘરે નહીં રાખશેરે, જીવડો ઘટમાંથી જાતાં. કરણી.
વાડી, ઘોડી ને મેડી, મંદિરોરે, લુગડાં, નાણું, ઘરાણું;
રેહેશે પડ્યું જો હશે તહીં, આવ્યે કાળ તણું આંણું. કરણી.
દેશે નહીંરે તને દોકડોરે, રજ્યું મન તારૂં ધારી;
પડશે જવુંરે ખાલી હાથથી, જોજે જોજે જમમારી. કરણી.
કરણી કરીશ જો હાથથીરે, તોતો આવશે તે સાથે;
બીજું રેહેશે બધું વેગળુંરે, રજ્યું સઘળું તે જાતે. કરણી.
ઓર જપાટો છે કાળનોરે, થાશે જોજે અણધાર્યો;
કરણી કરેરે સારી ઘણી, નહિતો જઇશ ભાઇ માર્યો. કરણી.
કરણી સારીરે જેણે કરી, ગયા ઈશ્વર પાસે;
બાકી કે'છેરે ત્રિભૂવન, વસીયા નરકને વાસે. કરણી.

## પરભાતી બીજી. રાગ એજ.

કરને વિચાર ઉર પ્રાણીયા, કોણુ કોણુ અહીં તારૂં;
જીવડો જાતાંરે કાયથી, સાથે કોણુ છે થનારૂં; કરને.
માત, ભાત, અને દીકરારે, વળી રૂડી ઘરનારી;
દીકરી, જમાઇ વળી બેનડીરે, સાસુ, સસરોને સાળી. કરને.
માસો, માસી, ફુવો, ફૈઇ, કાકો અને તારી કાકી;
મિત્રો, મામાને મામીયો, વળી દાસ અને દાસી. કરને.
એવા સગાને સ્નેહીયોરે, ગણતાં પાર નહીં આવે;
છેવટ કે'છે ત્રિભૂવન, કોણુ કોણુ સથવારો કાવે. કરને.

## પ્રભાતી ૩ જી રાગ એજ.

દેહેને પ્રાંણીરે તારે કેટલું જોને જીવવું છે જગમાં;

ઝપતો નથી રે રાત્ દિવસે, ઘડી પોહોરો ખાઇ પગમાં.
કેહેને રે પ્રાણીરે તારે કેટલું; ॥ ટેક ॥
ખાતો, પીતો નથી ઉંઘતોરે, લોભ, મોહ મન્ન રાખી,
નથી તૃષા કેમ તુટતીરે, તારી ઉમ્મર આખી. કેહેને.
ઘડીમાં ચડેછે ડુંગરેરે, તારા વ્યોમ તણા લેવા;
વલોવા વિચારે વારિંદને, રત્નો તળીયાંનાં લેવાં. કેહેને.
શાને તુટી તું ઓ મરે, ભાઇ બલા કોણ સારૂ;
તારૂં ફડયું તો એક હિરે, જોને અલગ થનારૂં. કેહેને.
માટે કહું છુ માનવીરે, મન્ન ધિરજ ને રાખી;
ધંધો કર્યે તો એ કર્યે, થાય જે આખરનો સાથી. કેહેને.
કે'છે ત્રિભુવન તુજનેરે, જે છે આખરનો બેલી;
પકડી રાખે જો જોરથીરે, મરતાં દેતો નહીં મેલી. કેહેને.

## પ્રભાતી ૪ થી રાગ એજ.

કરમાં ઉધામારે માનવી, નહિં ઉધામાથી મલશે;
સરીતા પતિનાં વારિ તે, વાળ્યાં કોઇથી ન વળશે.
કરમાં ઉધામારે માનવી, ॥ ટેક ॥
આકાશ કુસમ ને તોડવારે, મા'રે તલપો શા સારૂ;
કોઇના કરમાં એ આવ્યાં નથી, મુવા માનવી હજારૂ. કરમા.
લંકા પતિ જો રાવણેરે, કરીયા ઉધામા કેવા;
સીતા નારી જો બનાવતારે, થયા સંસ્કાર કેવા. કરમા.
લખ્યુંરે નશીબે જેટલુંરે, તેથી જાસ્તી ન મલશે;
વાવેલો હશેરે ઘરે આકડોરે, તેને કેરી કેમ ફળશે. કરમા.
ઉધામાથી તો ઉંધું થશે, તુટી મરતાં જો તારૂં;
નસીબ વિનાનું કોઇથી, થાતું નથી તલ ધાર્યું. કરમા.

કે'છે ત્રિભૂવન તુજનેરે, રાખી ધિરજ ને રળજે;
નીતિ, ભક્તિના જોગથી, ફળ ઇચ્છીત મળશે. કરમા.

## પ્રભાતી ૫ મી રાગ એજ,

જોને જોને જોને માનવી, નયણે નજર કરીને,
જોવા વખત નહિં આવશેરે, બીજી કાયાએ કરીને;
જોને જોને જોને માનવી. ॥ ટેક ॥
પત્થર, પાણી ને પા'ડ તે, ઉંચા કોણેરે બનાવ્યા,
અધર આકાશ ને રાખવારે, જાણે થાંભલા ચણાવ્યા. જોને.
તેજ ને પ્રકાશવા પ્રાણીયારે, અતિ ઉષ્ણુતા દેવા;
શાંતિ સરવને સ્ફુરવારે, કીધા સસી, રવિ કેવા. જોને.
વસુધા બનાવી શા યદીરે, શાથી સમુદ્રો કરિયા;
વારી ભરીરે અમાપથીરે, વળી છલોછલ ભરિયા. જોને.
વાયરો સૃજ્યોરે શી રીતે એ? જોયે નથી જે જણાતો;
આનંદ ને અતિ આપતોરે, સુખનાં શાધને ગણાતો. જોને.
જાત અનેકનાં ઝાડવાંરે, જુદે જુદે રસ ભરીયાં;
પશુ અને અતિ પક્ષીઓરે, કોણે વસુધામાં કરીયાં જોને.
અસ્ત અને જો ઉદય કર્યા રે, કર્યા નિશા અને દિનો;
માસ, વરસ ને ૠતુનોરે, જોને કર્યો છે ખજાનો. જોને.
સુખો સાથે જો દુઃખો કર્યા, કર્યા મરવા જનમવા;
કોઇને બનાવ્યા મહિ પતિ, કોઇ ને ગરીબ જો ભમવા. જોને.
શક્તિ આવી છે કોણનીરે, તેનો વિચાર કરજે;
તેની આગળ તું કોણ છોરે, પછી જોઇને વિચરજે. જોને.
આથી અધિક તો કો નથીરે, એમ સમજે જણાશે,
કે'છે ત્રિભૂવન તુજનેરે, પછી રામને રટાશે. જોને.

## પ્રભાતી ૬ ઠી રાગ એજ.

રાખ્ય રે સંતોષ તારા દીલમાં જોઇ તું દેશે જગકરતા;
ચિંતા ઘણી છે એહનેરે, જે છે ઉત્પન્ન કરતા.
રાખ્યેરે સંતોષ તારા દીલમાં. ॥ ટેક ॥
જોઈતુ આપ્યુ છે ગર્ભમારે, વળી જનમતાં વારે;
પયના ઉભય જો પોટલારે, કરતો મ્યાંઉ મ્યાંઉ ત્યારે. રાખ્યે.
જેમ જેમ તું રે મોટો થયો, તેમ તેમ જોઇતુ દીધુ છે;
જોઇતુ વિશેષે જે હશેરે, તોતો લક્ષે લીધું છે. રાખ્ય.
નિત્યે કીડીને કણ દીએરે, દીયે વારણને હારો,
મરાળ માટે કીધાં મોતીડાંરે, સરજ્યો છે દેડકનિ ગારો. રાખ્ય.
"અજગર ન કરે ચાકરીરે, પંખી કરે નહી કામ;"
"દાસ મલુકા સૂચવેરે, સહુનો છે દાતા રામ." રાખ્ય.
જોગ્ય તારા તને આપશેરે, ધિરજ મન જો તું ધરશે,
વિશ્વાસ ધિરજ જો જશેરે, તોતો બાજી બગડશે. રાખ્ય.
દોડારે દોડીને ખોટી શાનતે, દેતો બંધ તે રહે છે;
ગુણી ગ્નાનીને આપશે, એમ સરવે કહે છે. રાખ્ય.
મુકરર કીધું મુકુંદેરે, મિથ્યા તે નથી કરતો;
ચંડાળ પાપીનો જગપતિ, નથી અનાદર કરતો. રાખ્ય.

## પરભાતી ૭ મી. રાગ એજ.

ક્રોધરે કરેરે કામ ઉપરે, ધરજે ધરમમાં મોહ;
દયા, નીતિને ભક્તિમારે, કરજે અતિ ઘણો લોભ.
ક્રોધરે કરે કામ ઉપરે. ॥ ટેક ॥
વિવેક બુદ્ધિને રાખજેરે, છાતી સાથે ચોટાડી;
કીરતિ ખરીદજે તું ઘણીરે, મમતા, આશા મટાડી. ક્રોધ.

મમતા રાખો મનમાં ઘણીરે, વાસ વૈકુંઠનો લેવા;
મરવું જનમવું જેથી ટળેરે, કરતો કર એવી શેવા. ક્રોધ૦
મનથી નાખુશી નાંખનોરે, પડતાં ઘણાં ઘણાં દુખડાં;
દુઃખડાં ફેડાશે તે ઘડીરે, વાસે આવે છે સુખડાં. ક્રોધ૦
મુદે આદીશ્વર ઓળખોરે, આંત્રિક દ્રષ્ટિ ઉઘાડી;
છેવટ કે'છે ત્રિભૂવનરે, ઢોલ જગમાં વગાડી. ક્રોધ૦

### પરભાતી ૮ મી. રાગ.

વિઠલ વનના મોરલા બોલ્યા, પંખીરે મેળા થાય;
ઘરે ઘરેરે વલોણાં ઘુમે, ગોપીયો મંગળ ગાય.

### એ ઢબ.

ઓળખે નહી ઇશને શાને, જ્યાં છે જરૂરી કામ;
જન્મ મરણનો ટાળક તે છે, વડો વ્હાલો વિશ્રામ
ઓળખે નહીં ઇશને શાને? ॥ ટેક ॥
દેવ અને જે દાનવો તાર્યા, તાર્યા છે પાપી ક્રુર;
અનેક શાસ્ત્રો ઉચરે વાણી, જાંને જોખારે જરૂર. ઓળખે૦
ઓળખ્યા વિન્યા આ અવનિમાં, કોઇ ન પામે પાર;
ભલે ભભુતી ચોળીને ભટકે, કોટી કોટી અવતાર. ઓળખે૦
ઓળખવાનું અંતરમાં છે, બાહારનું નથી કામ;
ધુતા બનીને ઢોંગ કર્યેથી, રીઝે ન રાજારામ. ઓળખે૦
ઉંચારે ઝાડે પાયને બાંધી, લટકી ઘણા પડનાર;
પણ જો એને ઓળખે નહી, વડ વાગર અવતાર. ઓળખે૦
ઢબ ઢબ ઢબ ઢબ ઢોલકાં ફોડે, ઘુઘરે કરે નાચ;
રાગડા તાણી લોક રીઝાવે, તેથી ન થાયે ત્યાં વાસ. ઓળખે૦
ઓળખે તેને આમ કર્યાનું, હોયે ન જાણો કામ;
ગુપ્તપણે રહી કે'છે ત્રિભૂવન, ભાવે ભજો ભગવાન. ઓળખે૦

## પરભાતી ૯ મી રાગ એજ.

હોજી, સ્વર્ગતણે બાઈ સીમાડે, લુંટી લીએ છે ચોર;
જોઇ જાણીને જાળવી જાજો, બોલશે નિકર બોર.
હોજી સ્વર્ગતણે બાઇ સીમાડે. ॥ ટેક ॥
હાથ બાધિને પાય બાંધે છે, ડુચાં દીયે છે મુખ;
માથે ઊંધે જો એ લટકાવી, પાડી નાખે છે પુક. હોજી૦
ચામડાં ફાડે ને હાડક્યાં તોડે, મારે ભયંકર માર;
વાઢી કાપીને કકડા કરે છે, જોજો જોજો નર્કદ્વાર. હોજી૦
લોખંડના જો સ્થંભ ધગાવી, બારે ભરાવે બાથ;
તેલ તપાવી તાવડે ઓરે, કોઇ ન જાલે હાથ. હોજી૦
ઘર, બાર નાણું, મિલ્કત લુંટે, લુંટે વળી રાજપાટ;
ઓળખે તેને એ નવ છોડે, એવો છે એનો ઘાટ. હોજી૦
અનંત જીવોને બોધારે લુંટી, કરીયા છે બુરે હાલ;
કાંઇય કહું છું કરજો રે તેનો, બાઇ ભલા જરા ખ્યાલ. હોજી૦
નસ નાડીને નાખેરે તોડી, વળી રૂંધાવે પ્રાણ;
આપદા એવી અંગમાં આપી, ઘડીમાં કાઢે ઘાણ. હોજી૦
આરે લુંટારાથી કોઇક બચ્યા છે, લીધા વળાવા સાથ;
અભય, સુપાત્ર દાન દઇને, રટયા ત્રિભૂવન નાથ. હોજી૦

## પ્રભાતી ૧૦ મી રાગ એજ.

હોજી સ્વર્ગ તણે બાઇ સીમાડે, કેવા લુંટાયારે રાય;
દ્રષ્ટાંત તેનાં દેખજો આખે, જો જો આંખ્યેરે દેખાય.
હોજી સ્વર્ગ તણે બાઇ સીમાડે. ॥ ટેક. ॥
રાવણને પણ એણે માર્યો, લુંટી લીધું જો રાજ;
દાખલો જેનો દુનિયાં દે છે, આપણી પ્યારી આજ. હોજી૦

કંશનો વંશજ કાઢયો રે એણે, રાખ્યું ન નિશાન નામ;
કૌરવ કુળનું મૂળ ન રાખ્યું, વિચારજોરે તમામ. હોજી૦
એવા જોરાવર અનેક માર્યા, ગણતાં જો નાવેરે પાર;
તો તેની આગળ છો તું શું લેખે, કાંઇ કરેરે વિચાર. હોજી૦
લુંટારાઓને જો હું ઓળખાવું, કામ અને બિજો ક્રોધ;
મોહ ત્રિજો તે મનમાં ધારે, ચોથો લુચો ઘણો લોભ. હોજી૦
છળ, દગો અને કપટ, ઇરષા, ચારે ચોરોનાં છે અંગ;
સ્વર્ગ સીમાડે એજ કરે છે, જબરો જો જો બાઇ જંગ. હોજી૦
ધર્મ, દયા, સત્ય, નીતિ જેની, જાતાં હોય છે પાસ;
તેવા નરોનાં નામ લીયે તે, સ્વર્ગ પોહોચતાં ખાસ. હોજી૦
એરે વળાવા આપણી સાથે, કાયમ રાખો સાથ;
નડતર કોઇને કાંઇ ન કરશે, કે છે ત્રિભૂવનદાસ. હોજી૦

---

બીગરી કોંન સુધારે નાથ બિન, બિગરી કોંન સુધારેરે.

એ ઢબ.

કર્યાં કરમ જે હશે કરથી, તે તો ભોગવવાં પડશેરે
સર્વ ઇલાજો નિષ્ફળ નિવડી, જોજો નડશે નડશેરે;
કર્યાં કરમ જે હશે કરથી. ॥ ટેક ॥
રામ સરીખા બાળક રાજા, બળવંતા બહું તનનારે;
અનંત નૃપનું પાણી ઉતાર્યું, તેવા ગયા છે વનમાંરે. કર્યાં.
પાંડવ જેવા કુશળ યોદ્ધા, જુંવો થયા છે જુગારીરે;
રાજપાટ ને હારી ગયા છે, હાર્યા છે દ્રોપદિ નારીરે. કર્યાં.
રાવણ સુખમાં કમી હતું શું ?, હતી મંદોદરી નારીરે;
સર્વ ગુમાવા સુજ્યું જુવો, સીતા લેવી ધારીરે. કર્યાં.

દમયંતી ને નળનું પ્રેમી, હતું ઉત્તમ જોડું રે;
વ્યાખ્યાન તેનું જુવોને વાંચી, વિત્યું છે કંઇ થોડું રે. કર્યા.
નંદ રાજાએ અનંત નાણું, કીધું દધિમાં ભેળું રે;
એક દિવસ જો આવ્યો એને, ન મળ્યું લેવા વેળું રે. કર્યા.
માટે કરમથી અલગ પડજો, હોયે સ્વર્ગે જાવું રે;
નહિતર કે'છે બાઇ ત્રિભૂવન, નથી માહરે નાહવું રે. કર્યા.

ભજન ૨ જું.

## એજ રાગ.

પાખંડીને કોઇ ન પુંજો, સિધ્ધે રસ્તે ચાલોરે;
અમર પદના સુખડાં લેવા, વ્હાલાઓ વિચારોરે,
પાખંડી ને કોઈ ન પુંજો. ॥ ટેક ॥
આરે જગતમાં એકજ એ છે, નામ આદીશ્વર જેનું રે;
એ વિણ સરવે ધતીંગ સમજો, કહ્યું ન માનો કેનું રે. પાખંડી.
તેને ભજવા કોઇ ન પાડો, મત ભેદ મા'રા ભાઈરે,
અનેક એકનાં થિક કરોછો, નથી તમોને સતાયરે. પાખંડી.
અનેક રસ્તા કરવાથી જો, ઘણા પડેછે ભુલારે;
મોટા મોટાઓ મુવા છે ડુબી, જણાવું શું ખુલ્લારે. પાખંડી.
નામ આદીશ્વર એકજ ભજવું, ધર્મ કર્મની સાથેરે;
કે' છે ત્રિભૂવન બાઇ પાખંડી, રાખોને દૂર હાથેરે. પાખંડી.

## શંકા અને સમાધાન.

સ્વર્ગ એટલે પરમકૃપાળુ પરમેશ્વર જે સ્થળે બિરાજે છે તે સ્થળ. સીમાડે "મૃત્યુંલોક" અર્થાત સ્વર્ગમાં જવાને માટે, મૃત્યુ લોકના મનુષ્યોનેજ હક્ક છે. એમ અનેક શાસ્ત્રો સુચવે છે. પાતાળ કે દેવલોકોના જીવોથી સ્વર્ગમા જઇ શકાતું નથી. ત્યાંના જીવોને

સ્વર્ગ જવા વાસ્તે મૃત્યું લોકમાં મનુષ્યનો દેહ ધારણ કરવો પડે છે માટે સ્વર્ગ અને મૃત્યુ લોકની સંધીના સંબંધને લીધે મૃત્યુ લોકને સ્વર્ગનો સીમાડો નામ આપ્યું છે.

ભયંકર લુંટારા ત્રણ પ્રકારના છે.

૧ કામ, ક્રોધ. લોભ, મોહ, ચળ, દગો કપટ અને ઇરષા.

૨ ધર્મનાં કે શાસ્ત્રોનાં તત્વો નહીં સમજ નારા ધર્મ ગુરૂઓ. અર્થાત અર્થનો અનર્થ કરી, સ્વપરાક્રમ બનાવી ભાવીક મનુષ્યોને માઠી દશામાં પ્રેરે છે તેવાઓનો સમાવેશ થાય છે.

૩ નીતિશાસ્ત્રો નહીં જાણનાર લોકો જેઓ કે આપણા સંસર્ગમાં આવી આપણા અખંડ નંદના કાર્યમાં સંતાપ રૂપ નિવડે તે, વિઘ્ન કરે તેનો પણ સમાવેશ થાય છે.

ચેતવણી—ઉપરના ત્રણ પ્રકારના લુટારાથી જે વિમુખ રહે છે તેને માટે સ્વર્ગમાં અત્યાનંદે જવાને નિર્ભય રસ્તો છે.

મનુષ્યોએ સ્વર્ગમાં જવાનાં જે કાર્યો કરવાં તે દુનિયાને દેખાડવાની કંઇ પણ જરૂર નથી. ઇશ્વર ભક્તિ કરવી તે ગુપ્ત પણે અને એકાંતવાસમાં કરવી જોઇએ. આ વખતે મન તદન નિર્મળ અને ચોખ્ખું રાખી ચિતની એકાગ્રતા રાખવી જોઇએ. સમર્પણ દ્રષ્ટા એકનુંજ હોવું જોઇએ દાન કરવું તે અભય અને સુપાત્ર દાન કરવું કીરતીદાન, પ્રતિદાનકે ઉચીત દાનને વાસ્તે સંસ્કાર અને સંયોગોનો પ્રબળ વિચાર રાખવો.

## દાનના પ્રકાર.

અભય—ભયથી છોડાવવું, મુકાવવું અર્થાત કોઇ પ્રાણીને નિર્ભય બનાવી શાંતિ પ્રગટાવવી તે.

સુપાત્રદાન—કોઇ બાજુનો જેને ઇશ્વર શિવાય આશ્રય નથી તેવા

આંધળા, હાથ પગ વગરના, અતિશય જેઈફ (ઘરડા) રોગી, આફતમાં આવી અનાચાર બનેલા, નિરાધી, ઘણાંજ પવિત્ર યોગી, ને આપવું તે સુપાત્રદાન.

કીર્તીદાન—મોટી નામના મેળવવા કે પોતાની વાહવાહ ગવરાવવા આપવું કે. ખર્ચ કરવો તે.

પ્રીતિદાન—બેન, ભાણેજ, દીકરી વિગેરેને એવી રીતે અપાય તેનું નામ પ્રીતિદાન—બક્ષીસકે ભેટ આપવું તેનો સમાવેશ પ્રીતિદાનમાં થાય છે.

ઉચિતદાન—વિવા, અધરણી, મરણ પછવાડે ખર્ચ (વરા) કરવા પડે તેનું નામ ઉચિતદાન છે.

ઉપરનાં પાંચદાન પૈકી પેહેલું અને બિજુ દાન સ્વર્ગના કાર્યમાં મોટામાં મોટો આશ્રય આપે છે. અન્યદાનો પ્રત્યુપકારી જેવા છે.

---

## ચાર જાતની સ્ત્રી અને તેમના ધર્મ.

૧ દેવી, ૨ સતી ૩ સતી પક્ષી ૪ ગર્ધવણી.

૧ માત્ર આત્માને વિકાર રહીત રાખી; સંસારથી વિમુખ રહી ઇશ્વર ભક્તિમાં તલીન થઇ રહેલી તેનું નામ દેવી.

૨ આત્માને વિકાર રહીત રાખી, સંસારમાં રહી પતિને સર્વ પ્રકારે સંતોષ આપી, પતિના સુખ દુઃખમાં સહાયક રહી ઇશ્વર ભક્તિમાં જોડાઇ રહેલીનું નામ સતી.

૩ સતીપક્ષી—પોતાના મા, બાપ સાસુ સસરાની લાજ આબરૂ તરફ નજર રાખી, વખતને અભાવે પવિત્ર રહી સતીના જેવા ગુણોનો ઉપલક દેખાડ કરી, પોતાનું પવિત્રપણું જાળવનારી તેનું નામ સતીપક્ષી.

૪ ગર્ધવણી—દેવી, સતી અને સતીપક્ષીના વાસ્તે બતાવેલ હકીકતથી અલગ રહેલી, પતિને કાયમને વાસ્તે સંતાપનારી, ભસવાથી થાકે નહી તેવી, ઊંઘમાં ગરકાવ બનેલી, ખાવા, પીવા ને ઓઢવા પેહેરવામાં લોક રીવાજથી વિરૂદ્ધ રેહેનારી, જમીન ઉપર આળોટનારી, કડવું અને કોઇને નહી ગમે તેવું બોલનારી, નિંદા, ખોદણીમાં આગળ વધેલી કુટુંબમાં કલહરૂપે નિવડેલી, સદાચારનું સત્યાનાશ વાળનારી, શિખામણને કાન ઉપર નહી ધરનારી, અનેક પતિનાં પત્ની તરીકે બાહાર પડનારી તેમનું નામ ગર્ધવણી. આ સ્વર્ગની શત્રુ છે.

સૂચના—પ્રિય સજ્જનો ! ! ચોથા વર્ગની સ્ત્રીના સાથે કર્મના સંયોગે કોઇ જોડાયા હો, તો, જોજો હોકે, કુંભારને ત્યાં ભાર ઉચકવા ભાડે આપતા નહી ? તેમને મારા ને તમારા નવગજના નમસ્કાર હોજો. ( અહા ! ! આવી સ્ત્રીના પતિનાં ભાગ્ય કેવાં )

## પ્રસ્તાવિક.

દરેક માણુસોએ અમદાવાદના એક શ્રીમાન ગ્રહસ્થ ડાહ્યાભાઈ દોલતચંદની પેઠે પોતાના સ્વપરાક્રમે, નીતિના સંયોગમાં રહી નિજ બાહુની કમાઇથી પોષણ કરવું અને માનસીક ભક્તિમાં પ્રેરાવું મને વધારે પ્રીતિકર જણાઇ છે.

જે ગ્રહસ્થ માણુસો પોતાના આત્મબળ, મનોબળ, કે અંગબળથી કમાઇ પોતાનું પોષણ કરવાને અસમર્થ છે. તેવા માણુસને નોકર રાખી દાળીદ્ર મારવાની જે શ્રીમાનો આશા રાખે તેતો ફોતર્યાંમાંથી ચોખ્ખા કાડવાની આશા જેવો મારો મત થાય છે. સ્વપરાક્રમથી કમાઇ પોષણ કરવું એના જેવું બીજું કોઇ ઉત્ત્યમ કાર્ય અને જીંદગીનું સ્વાર્થક નથી. અને સ્વર્ગના ખરેખર એજ ઉમેદવાર છે.

સમાપ્ત.

જાહેર ખબરો | **ચારૂતરનું** | જાહેર ખબરો

# અમૃતબિંદુ.

---

આજ કાલ કરતાં ૨૦) વર્ષથી હું એવી શોધમાં હતો કે એવી કોઇ દવા શોધી કાઢી જોઇએ કે જે ખરેખર માણસ જાતને આશિરવાદ સમાન નીવડે. એકજ નાની શીશી ગજવામાં રાખવાથી આખુ દવાખાનું નિરૂપયોગી કરી શકાય-કહો કે વાસકોટના ગજવામાં એક મોટું દવાખાનું નાંની શીશીમાં લઇને દેશ-પરદેશ ફરી શકાય, તેવી કોઇ દવા શોધી કાઢવાનો મારો વિસ વર્ષનો પ્રયત્ન આજે ત્રણ વર્ષ થયાં ફળીભુત થયો છે. પરવરદીગારની પરમ કૃપાથી આ **અમૃતબિંદુ** પ્રજા સનમુખ રજુ કરવાને હું ભાગ્યશાળી થયો છું કોઇ પણ પ્રકારની વગર જોખમની અને નાના પ્રકારના તરેહવાર રોગો ઉપર તત્કાળીક અસર કરે તેવી દવા આ **અમૃતબિંદુ** સેંકડો નિષ્ફળતા પછી મને પ્રાપ્ત થઇ છે. **અમૃતબિંદુ** જગતના વ્યવહવારમાં લવવા પહેલાં વિચાર કરવાનો અને અજમાવી જોવાનો પુરતો વખત લઇને જ્યારે મારા અંતઃકરણે મને ખાત્રી આપી છે કે આ દવા જાહેરમાં લાવવા માટે તદ્દન લાયક છે, ત્યારેજ હું આજે બહાર પડયો છું. આશા છે કે લાયકને લાયક ઉતેજન મળશેજ.

## ચારૂતરનું અમૃત બિંદુ.

શું ચીજ છે તે માટે સારો કે ખોટો અભીપ્રાય માની લેવામાં ડાહાપણ નથી; ખરૂં છે કે આ ધતીંગના જમાનામાં જાહેરાતોના જુઠાણાદ્વારા પ્રજાનો વિશ્વાસ નષ્ટ કરવામાં આવ્યો છે. પણ જ્યાં

સુધી એક સત્ય વાર્તા ફેલાવવાનું બીજું કોઇ વધારે ઉત્તમ સાધન મળે નહી, ત્યાં સધી જાહેરાતોનુંજ શરણુ લેવા વિના પ્રમાણીક વેપારીયોનો પણુ છુટકો નથી, ગમે તેવો ચાલુ માલ હોય પણુ જો જાહેરાતોનુ બાયકોટ કરવામાં આવે તો થોડાજ સમયમાં તે માલ જગતમાંથી બાયકોટ થયા વિના રેહેજ નહી. એ વાત નિશ્ચય જાણવી, તેટલા માટે હમો હમારા વાંચનારાઓને નમ્રતાપુર્વક વિનંતી કરીએ છીએ કે, જ્યાં સુધી આપે "અમૃતબિંદુ" ની અજમાયશ જાતે લીધી હોય નહી, ત્યાં સુધી તે સંબંધી આપનું મત રીઝર્વ રાખશો. વીસ વર્ષના લાંબા અનુભવે અમોને શિખવ્યું છે કે ઘણા નીંદાખોર લોકો કાંઇ નવી ચીજ જુવે છે કે કાંઇ પણુ કારણુ કે સબબ વિના તેને વિષે માઠું બોલવાજ મંડી જાયછે. તેજ માટે આટલું લખવું પડયુંછે.

## ચારૂતરનું

## અમૃતબિંદુ.

કોઇ આકાશી જાદુઇ ચીજ હોવાનો હમે દાવો કરતા નથી અથવા હીમાલયના મહાત્માઓની પ્રસાદી હોવાની રસીલી વાતોથી વાંચનારાઓને હમે ફસાવવા માગતા નથી. અમૃતબિંદુ ખરેખરી રીતે દેશી અને અંગ્રેજી વૈદકે માન્ય રાખેલી ચીજોની મેળવણી માત્ર છે. સેંકડો વખત આ ચીજો તમારા હાથ નીચે આવી ગઇ. હશે અને વારંવાર આવતી હશે પણુ "જાણે તેનો કહોયડો." "મારે તેની તરવાર" "ભણે તેની વિધા," એ રીતે હમારી મહેનતનું આ ફળ છે. આ સુચીપત્રમાં બતાવેલા સર્વ રોગ તે ખાત્રીપુર્વક સારા કરેછે.

## અજીર્ણ.

સર્વ રોગનું કારણુ અજીર્ણ—બદહજમી છે. માણસને જ્યારે ખોરાક ઉપર અરૂચી થાય છે ત્યારે જાણવું કે રોગની શરૂઆત થઇ ચુકી છે માટે તેનો તતકાળ ઉપાય કરવો. ગમે તેવા અજીર્ણમાં

અમૃતબિંદુનાં માત્ર બેજ ટીપાં ઘણી-સારી અસર કરે છે. એકજ દીવસમાં કકડીને ભુખ લાગે છે અને કોઈ પણ પ્રકારનો ખોરાક ખુશીથી જરૂપત કરી શકાય છે. જો પંદર દીવસ લાગ લાગટ બે બે ટીપાં અમૃતબિંદુનાં લેવામાં આવે તો હમેશ કરતાં ડબલ ખોરાક ઉદાની શકાય છે અને તે પાચન કરી શકાય છે.

ઉપયોગ—રોજ બન્ને વખત જમ્યા પછી એક ચમચા પાણી સાથે અથવા દસ ટીપાં સુઠના અર્ક સાથે બે બે ટીપાં અમૃતબિંદુ પીવું. સુંઠનો અર્ક અગર અમારે ત્યાથી મંગાવશો તો દર શીશી દીઠ રૂ. ૦ાા પડશે.

## ઝાડા-સંગ્રહણી.

ઝાડા, સંગ્રહણી, કોલેરા, અતીસાર, ઉલટી, એ રોગોમાં અમૃતબિંદુ ઘણીજ અકસીર દવા છે. દીવસમાં ૧૦—૧૦ વખત ઝાડા તથા હોય, પાતળાં પેટ આવતાં હોય, ખાધું કે તરત ઝાડા છુટી જતા હોય કે સાધારણ ઝાડા થતા હોય, ટુંકમાં જેને ઝાડાને રોગ હોય કે સાધારણ ઝાડા થતા હોય, ટુંકમાં જેને ઝાડાનો રોગ હોય તેણે પેહેલી તકે અમૃતબિંદુનો ઉપયોગ કરવો, એકજ દીવસમાં તે તે ખાત્રી પુર્વક આરામ પહોંચાડે છે. ઉલટી શરૂ થવાની સાથેજ જો અમૃતબિંદુનો ઉપયોગ કરવામાં આવે તો પાંચ દશ મિનીટમાં ફાયદો પહોચાડે છે. જ્યાં કોલેરાનો સંભવ હોય અથવા ઉપરા ઉપરી જમણુવાર ચાલતા હોય, યાત્રામાં ઠંડા પાણીના સ્નાન, ખોરાકનું અનીયમીતપણું અને રખડપટ્ટીથી સરદી લાગી ઉપરના રોગ થવાનો સંભવ છે, તેવે સ્થળે એક એક શી શી અમૃતબિંદુની ગજવામાં રાખવી તે ઘણું ડહાપણ ભર્યું છે પોતાનો અને બીજાનો કીંમતી જાન બચાવવા માટે દરેક ગ્રહસ્થની ફરજ છે કે તેણે અમૃતબિંદુની એક શીશી ગજવામાં રાખવાની હમેશાં કાળજી રાખવી.

ઉપયોગ—દીવસમાં બેથી ચાર વખત અથવા ઘણા ઝાડા ઉલટી હોય તો દર કલાકે ચારચાર ટીપાં **અમૃતબિંદુ** થોડા પાણી સાથે ઝાડા ઉલટી બંધ થતા સુધી લીધાં જવું. અથવા વધારે જરૂર જણાય તો અંદર બેબે ટીપાં લિવંગનો અર્ક નાંખવો. લીવંગનો અર્ક ૨ ૦ા ની એક શીશી એ પ્રમાણે હમારે ત્યાંથી મળી શકસે.

## ચુંક, આંકડી, પેટદર્દ.

ઠંડા પાણીમાં રહેવાથી, ખોરાકની સંભાળ નહી રાખવાથી, વાયડી ચીજો ખાવાથી, તેલમાં તળેલાં પદાર્થ ગળચી ગળચીને ખાવાથી, ભૂખ ન હોવા છતાં ખોરાક લેવાથી, અને બીજા અનેક કારણોથી પેટમાં ચુંક અથવા આંકડી પેદા થાય છે. તથા ઝાડો કબજ થાય છે. અને કેટલીક વાર તો એટલી બધી ચુંક આવે છે તે સહન થઇ શકતી નથી. દરદી આસપાસના માણસોને ગભરાવી મારે છે. તેવી વખતે **અમૃતબિંદુ**ના માત્ર બેજ ટીપાંથી જાદુઇ અસર થાય છે, માત્ર ૧૫ મીનીટમાં દરદ દફે થાય છે અને એક કે બે દીવસ દવા ચાલુ રાખવાગી પ્રકૃતી પાછી અસલ હાલતમાં આવી જાય છે.

ઉપયોગ–દર કલાકે આંકડી બંધ થતાં સુધી બેબે ટીપાં **અમૃતબિંદુ** એક એક ચમચા દુધ યા પાણી અથવા વલયારીના અર્કનાં દશ ટીપાં સાથે લીધાં કરવી. તેમજ પાવલી ભાર તપખીર (છીકણી) માં ૧ ટીપું **અમૃતબિંદુ**નુ મેળવી દુંટીમાં ભરવી વલ્યારીનો અર્ક એક શી શી ૦ા ભાવે હમારે ત્યાં પણ મળે છે.

## ખાંસી, દમ, સ્વાસ.

ખાંસી—દમ–દમ સ્વાશ, ક્ષય, બાળકોનું ઉંટાટીયુ. વગેરે છાતીનાં દરદો ઉપર **અમૃતબિંદુ** ઘણી અસરકારક દવા છે. બે ત્રણ દીવસ દવા ચાલુ રાખવાથી જરૂર આરામ પહોંચે છે. " રોગનુ ઘર ખાંસી " એ વાત યાદ રાખજો. અને શરૂઆતના ઉપાય તરીકેજ

અમૃતબિંદુ ઉપયોગમાં લેજો. જેથી તમારી જાતનું અને પૈસાનું રક્ષણ કરી શકશો. દમ અને ક્ષયના દરદીઓએ સામાન્ય રીતે એક મહીનો દીવસ અમૃતબિંદુનુ સેવન ચાલુ રાખવું જોઇએ. ઓછા ખરચે વગર તકલીફે અને ટુંકી મુદતે ફાયદો મેળવવાનો રસ્તો આ એકજ છે.

ઉપયોગ—બે બે ટીપાં અમૃતબિંદુ રોજ સહવાર સાંજ એક ચમચા દુધ અથવા અરડુસીના રસ સાથે પીવું તથા આઠ તોલા તેલના તેલમાં ચાર આની ભાર અમૃતબિંદુ મેળવી શીશીમાં ભરી રાખવું અને રોજ તેમાંથી થોડું છાતીએ ચોળી ઉપરથી ગરમ કપડાનો શેક કરવો.

## શીરદર્દ, આદાશીશી, સળેખમ.

માથાનો ગમે તેવો સખત દુખારો. સણકાં, ચસ્કા આદાશીશી, વિગેરે રોગોમાં અમૃતબિંદુ ખાત્રી ભરેલી દવા છે. માત્ર બે પાંચ મીનીટમાંજ પુરો આરામ થઇ જાય છે. જાણે કદી માથુ દુખતુંજ નથી. તાવમાં પણ જ્યારે માથું દુખતું હોય ત્યારે આ દવાથી માથું દુખતું તો મટી જાય છેજ. ગમે તેવો સખત દુખારો પાંચ મીનીટમાં સાફ થઇ જાય છે. ઝામરના દરરીએ પણ અમૃતબિંદુનું સેવન કરવું કે જેથી તેઓ ખાત્રીથી ફાયદો મેળવી શકશે.

ઉપયોગ—એક ટીપું કપાળ ઉપર ચોળવું. પાંચ મીનીટમાં આરામ નહી થાય તો ફરીથી બે ટીપાં ચોળવાં. સંભાળ રાખવી કે આંખમાં લાગે નહી.

## આંખનો દુખાવો.

આંખોનો દુખારો, કળતર, લાલી, ગરમી વિગેરે દુર કરવા માટે સોથી સરસ દવા માત્ર અમૃતબિંદુ છે. આંખોની ગરમી દુર થઇ જાય છે. અને લાલી કપાઇ જાય છે, જ્યારે આંખમાં રેતી કે કાંઈ રેજ જવું પડયું હોય છે, અને ઘણું ખુંચે છે ત્યારે તે કાઢવાનો ઉપાય આંખમાંથી પાણી પુષ્કળ કાઢવું તે છે. આંખોમાંથી પુષ્કળ પાણી કાઢવા માટે અમૃતબિંદુ ઘણી સરસ અને સસ્તી દવા છે.

ઉપયોગ—આંખ ઉપર ભમરની ઉપર એક ટીપું ચોળવાથી તુરત આંખમાંથી પાણી વહેવા માંડશે અને ગરમી ઝરી જશે. સંભાળજો જરા પણ આંખની અંદર જવા નહી. પામે; જો ૧ તોલા સુરમામાં માત્ર એક ટીપું **અમૃતબિંદુ** મેળવી પછી એ સુરમો આંખમાં આંઝવામાં આવે તો તેથી પણ લાભ થાય છે.

## દંત–દાઢમાં કળતર.

દાંતમાંથી લોહી નીકળવું, દાઢમાં કળતર, દંતશુળ, સણકા વિગેરે દાંત રોગો ઉપર તત્કાળ અસર કરવા માટે **અમૃતબિંદુ** ખાત્રી ભરેલી દવા છે, દાઢના સણકાનો રોગ કેટલો ત્રાસદાયક છે તે વિતે તેજ જાણે. એક એક મીનીટ એક એક યુગ જેટલી થઇ પડે છે. તેવા વખતે **અમૃતબિંદુ** માત્ર લગાડવાની ખોટી છે, દાંત કે દાઢને દવા અડતાંની સાથે આરામ થઇ જાય છે. મને દાંતનો રોગ અસલથીજ હોય તેમણે રોજ બ્રશ ઉપર એક ટીપું પાડીને તેનાથી દાંત ઘસવાની ટેવ રાખવાથી કદી પણ દાંતની પીડા થસે નહીં. દાઢના સણકા ઉપર જરા પુમડું ભીજવી કળતરવાળા ભાગ ઉપર લગાડવું અથવા પોલાણ હોયતો પુમડું દાબી દેવું.

## કાનના સણકા.

પરૂ વ્હેવું, કાનમાં સણકા, કાનમાં દુખાવો બેહરાપણુ, કર્ણસુળ, વિગેર કાનનાં સઘળાં દરદો ઉપર **અમૃતબિંદુ**નો ઉપયોગ કરવો જોઇએ. એક તોલાના ડુગળીના રસમાં અથવા ૧ તોલા તલના તેલમાં અથવા એક તોલા દારૂમાં માત્ર એક ટીપુ **અમૃતબિંદુ**નું મેળવી તેનાં કાનમાં ટીપાં પડવાનું મટનાં સુધી ચાલુ રાખવુ.

## દરાજ, ધાધર ખસ; ખરજવું.

દરાજ અથવા ધાધર ઉપર **અમૃતબિંદુ** રામબાણ દવા છે બે ત્રણ વખતજ લગાડવાથી આરામ થાય છે. ખસ અને ખરજવાં ઉપર પણ તે ઘણીજ અકસીર દવા છે. આવા રોગોમાં જુદી જુદી દવાઓ

કરીને જેઓ કંટાળી ગયા હોય તેમને છેવટના ઉપાય તરીકે **અમૃતબિંદુ**ની અજમાશ લેવી અને હમે ખાત્રીથી કહીએ છીએ કે જેમનાં એ દરદનું આયુષ્ય પુરૂં થયું હશે તેમને **અમૃતબિંદુ**ના ઉપયોગની સલાહ ખરીજ લાગશે. પણ જેમનાં એ દરદોનો છેડો આવવાનું હજી દુર હશે તેઓ બીજી દવાઓનો ઉપયોગ કરવા પછી **અમૃતબિંદુ** વાપરશે.

ઉપયોગ—એક તોલા તલના તેલમાં ચાર ટીપાં **અમૃતબિંદુ** નાંખી દાદર ઉપર ચોળવું. ખસ ઉપર લગાડથી વખતે અગન અગન બળે તો તલના તેલની જગાએ ચંદનનું તેલ લેવું. ચંદનનું તેલ હમારે ત્યાથી રૂ ૧) માં એક શીશી મળશે.

## સોજો.

કાંઇ લગાવાથી અથવા બીજા કોઈ રોગથી શરીરના અમુક ભાગ ઉપર સોજો આવી જાય છે. તેના ઉપર **અમૃતબિંદુ** ઘણી અકસીર દવા છે. એક અથવા બેવાર લગાડતાની સાથેજ સોજો ઉતરી જાય છે. ઉપયોગ દીવસમાં બેત્રણ વખત એક એક બે બે ટીપાં **અમૃતબિંદુ** મસળવું. સંભાળજો આંખમાં લાગે નહી.

## સંધીવા—લકવા.

અર્ધાંગ વાયુ સંધીવા, લકવો, વિગેરે દરદ ઉપર ખાસ કરીને **અમૃતબિંદુ** વાપરવા લાયક છે. સાંધાઓ ઝલાઇ જઇ માણુસ ખાટલાવશ કેમ નહી થયો હોય. પણ લગાડતાંજ આરામ થતો ખુલ્લો જણાય છે. એકજ દીવસમાં દરદી પોતાને કરાર વળેલો જણાવે છે. સાધારણ હાથ પગમાં થતો ફાટ, તોડ ચુંથારો, ઝઝણી, સાંધાઓમાં કળતર થવું, કમરમાં દર્દ. બરડાની કરોડમાં દુખારો, સુળ, પાંસળામાં કળતર, છાતીમાં દુખ થવું, હાથ પગનું ભરાઇ જવું, વિગેરે દરદોમાં સસ્તી કીંમતે જલદી આરામ મેળવવાનો એકલો રસ્તો **અમૃતબિંદુ**નો ઉપયોગજ છે. થોડાક કલાકમાંજ તે મન માનતો ફાયદો પહોંચાડે છે. ગમે તેવાં જુનાં દરદ ઉપર પણ એકજ શીશી પુરતી છે. ૧૦૦) રૂપી-

યાના ખરચે જેઓનો ભકવો સારો થયો હતો નહીં તેવા દરદીઓને **અમૃત-બિંદુની** એકજ શીશી એ સંતોષકારક આરામ પહોંચાડયો હતો. એવા એક બે નહી પણ અનેક દરદીઓ ઉપર તેની અજમાયેશ લેવાઇ છે. અને તે સઘળામાં તે ફતેમંદજ નીવડયુ છે. સરસવનું અથવા તલનું તેલ, ટરપેનટાઇન કે ઘાસલેટ એક તોલો લઇ તેમાં ૦ાા તોલો **અમૃ-તબિંદુ** મેળવી દુખતા ભાગ ઉપર ખુબ ચોળવું. ઉપરથી ગરમ કપ-ડાનો સેક કરવાથી જલદી આરામ થશે, અગર અગન બળતી જ-ણાય તો **અમૃતબિંદુ** ૦ાા ને બદલે ૦ા તોલો લેવું.

## કમજોરી—નીર્બળતા.

શરીરમાં લોહી ચઢતુંજ નહી હોય, ગમે તેવા ઉંચા ખોરાકની જાણે શરીર કીમતજ નહી કરતુ હોય, આખો દીવસ સુસ્તી લાગ-તી હોય, આંખો નિસ્તેજ, મોં ફીકું, ડાચાં બેડેલાં, છાતીનાં પાંસળાં ૫૦ કદમ દુરથી ગણી શકાતાં હોય. પાંચશેર ઉચકી પાચ ડગલાં ચ-લાતું નહી હોય, પવન આવે તો ઉડી જાય તેવું શરીર હોય, ચાલતાં શ્વાસ ભરાઇ જતો હોય, મન હમેશાં ઉદાસ રહેતું હોય, જીવ બળ બળ થયા કરતો હોય, રસીકપણું જતું રહ્યું હોય, નિરાશામાં દીવસો વ્યતિત થતા હોય, ઉઠીને ઉભું થવું ભારી પડતું હોય, આખો દીવસ સુઇજ રહીએ એમ લાગતુ હોય, મગજ ઉપર પુષ્કળ બોજો લાગતો હોય, યાદ શક્તિનો નાશ થયો હોય, મગજમાં અનેક ગુંચવાડાઓ ઉભા થતા હોય, ટુંકમાં જ્યારે શરીર કેવળ શક્તિ વગરનું થઇ ગયું હોય ત્યારે **અમૃતબિંદુનો** જરૂર ઉપયોગ કરવો. અંદરના અને બહા-રના ઉપયોગથી શરીર જોરાવર, હાડકાં ચીકણાં, અંસુ ભરાવદાર, ચેહેરો ગુલાબી, છાતી ઉઠાવદાર, કમર મજબુત હાથ પગ તાકાત-વાળા, આંખો તેજસ્વી અને મન ઉમંગી બની મગજ પણ આનંદી બને છે, એકજ શીશીનો ઉપયોગ તમોને જરૂર સંતોષ આપશે. વિ-દ્યાર્થીઓએ ખસુસ કરી વાપરવું જોઇએ. ધાતુપૌષ્ટીક દવાઓમાં પેહેલો નંબર **અમૃતબિંદુનો** આવે છે.

ઉપયોગ—એક તોલો ઘી અને અડધો તોલો મધ, અથવા ૧ તોલો માંખણ અને અડધો તોલો પીસેલી સાકર, અથવા એક તોલો બદામનુ તેલ, અથવા ૧૦ તોલા દુધ એમાંના કોઇ પણ અનુપાન સાથે બે બે ટીપાં **અમૃતબિંદુ** સહવાર સાંજ લેવુ.

## હરસ.

હરસની પીડા જેને વીતે તે જાણે-જ્યારે હરશની દવા કરી કરીને તમો કંટાળી, ગયા હો, ત્યારે છેલા ઉપાય તરીકે માત્ર **અમૃતબિંદુ** અજમાવજો અને ખાત્રીથી એ પીડા હમેશની દુર થઈ જશે.

ઉપયોગ—રોજ સવારમાં અડધો તોલો વાટેલું નાગકેશર, ાા તોલો વાટેલી સાકર ભેગાં કરી તેમાં બે ટીપાં **અમૃતબિંદુ** નાંખી ફાકી મારવી અને ઉપરથી ાા શેર દુધ પીવું. જો ફાકવું પસંદ નહીં હોય તો માખણમાં મેળવી ચાટવું.

ઊંચુ નાગકેશર દળેલું તૈયાર શીશી ૧) નો રૂ. ાા હમારે ત્યાંથી પણ મળશે.

## મ્હોં-આવવું.

ગમે તે કારણથી મો આવ્યું હોય, અવાળું ફુલી ગયાં હોય, મોંમાં ચાંદાં ચારૂાં પડી ગયાં હોય, બધું બેચાર વખતમાજ મટી જાયછે.

ઉપયોગ—ાા તોલો કબાબચિની (ચીણીકબાલા) બારીકવાટી તેમાં માત્ર એકજ ટીપુ **અમૃતબિંદુ**નું નાંખી મેળવી મોંમાં ચોપડવું. અને મોં ગળતું મુકવું. ( લાળ જવા દેવી ) એ રીતે દિવસમાં ત્રણ કે ચાર વખત કરવું..

## પ્રમેહ.

ગમે તે જાતનો ગમે તેવો પ્રમેહ હશે પણ **અમૃતબિંદુ**થી તે જરૂર થટશેજ.

ઉપયોગ—રોજ સવારમાં ૧) તોલો વાટેલા ગોખરૂ. ૧ તોલો દાડમડીનાં પાંદડાંનો રસ, ૧) તોલો દળેલી સાકર ત્રણે મેળવી તેમાં બે ટીપાં **અમૃતબિંદુ** નાંખી પી જવું. અથવા ૧૦ કે ૧૨ ટીપાં ચોખુ

ચંદનનું તેલ લઇ તેમાં બે ટીપાં અમૃતબિંદુ મેળવી રોજ સવારમાં ચાટી જવું. ચંદનનુ ચોખ્ખું તેલ હમારે ત્યાં પણ મળશે. કીંમત રૂ ૧

## ચામડીનું ફાટવું.

શિયાળામાં ઘણું કરીને દરેક માણસના હાથ પગની ચામડી ઓછી વધારે પણ ફાટયા વિના નથી રહેતી, તેવે પ્રસંગે અમૃતબિંદુ વાપરવા લાયક દવા છે.

ઉપયોગ—માંખણ, ઘી, તેલ, દીવેલ, અથવા વેસેલીન એમાંથી કોઈ પણ ચીજ ૦॥ તોલો લઇ તેમાં બે ટીપાં અમૃતબિંદુ નાંખી ચોળવું એટલે જલદી આરામ આરામ થઇ જાય છે.

## ઝેરી—ડંખ.

ભમરી, વીછુ, મધમાખ, ચાંચડ, માંકડ મચ્છર, કાનખજુરો વિગેરેના ડંખ ઉપર અમૃતબિંદુ અમુલ્ય દવા છે. હજારો વખત તેની અજમાયેશ લેવાઈ છે અને હજી સુધી એક વખત પણ નિષ્ફળતા મળી નથી. દવા લગાડતાંવારજ અસર થવા માંડે છે અને પાંચ મીનીટમાં તો દરદનું ચિન્હ પણ રહેતું નથી.

ઉપયોગ—ડંખ ઉપર એક ટીપું અમૃતબિંદુ ચોળવું.

## પ્લીહા—બરોળ.

બરોળના દરદીએ ખાસ કરીને અમૃતબિંદુ અજમાવવું. જ્યાં બીજી કોઇ દવાએ ફાયદો નથી પહોંચાડયો. ત્યાં તે જરૂર સારૂ પરિણામ લાવશે થોડા ખરચે જલદી આરામ કરવાનો એકજ રસ્તો છે તે, અમૃતબિંદુની અજમાયેશ લેવી.

ઉપયોગ—સાચા મોતીની છીપની ભસ્મ બે આની ભાર લઇ તેમાં બે ટીપાં અમૃતબિંદુ મેળવી રોજ દિવસમાં બેવાર જમ્યા પછી

ખાત્રી છીપની ભસ્મ અમારે ત્યાંથી મંગાવવામાં આવશે તો રૂ ૧) ની ૧ તોલો એ હીસાબે મોકલવામાં આવશે.

## અંડવૃદ્ધિ.

એક બે અને ત્રણ વખત લગાડતાની સાથેજ ફાયદો થતો ન-

જારે પડે છે. માત્ર આઠ દિવસમાંજ સદંતર આરામ થઇ જાય છે. ગમે તેવા કેસમાં તે પોતાનું કામ સંતોષકારક બનાવે છે.

ઉપયોગ—૧ તોલો દીવેલમાં ૦)= ભાર અમૃતબિંદુ મેળવી સવાર સાંજ એ મિશ્રણ ચોળવું.

## નપુશકતા.

વિર્યનો કોઇપણ રીતે નાશ થવાથી આ દરદ ઉત્પન્ન થાય છે. સ્ત્રી વિરૂદ્ધ કર્મ; હસ્તદોષ, અતિશય વિહાર, રાત દિવસ હલકી મોજના વિચારો, બીભસ્ત વાંચન લેખન સ્વપ્નાવસ્થા ઇત્યાદી કારણોથી વિર્યનો અઘટિત રીતે નાશ થઈ માણસ પુરૂષત્વ ખોઇ બેસે છે. તેવે વખતે તેમને ચિંતામાંથી મુક્ત કરનાર એક **અમૃતબિંદુ** એજ ખરો આધાર છે. ધાતુક્ષિણતાથી નસો ઢીલી પડી જાઇને શિથિલતા પ્રાપ્ત થાય છે. ઢીલી પડેલી નસોને પાછી તંગ બનાવી. તેમાં તાકાત લાવવા માટે **અમૃતબિંદુ** રામબાણ દવા છે. પુરૂષત્વના નાશથી જેઓ રાતદીવસ ચીતામાં રહેતા હોય હજારો જાતની દવાઓ વાપરીને જેઓ નિરાશ થઈ ગયા હોય તેઓને છેલ્લા ખાતરી ભરેલા ઉપાય તરીકે **અમૃતબિંદુ** વાપરવાની ભલામણ કરવામાં આવે છે. અને હમો ખાત્રી આપીએ છીએ કે એકજ શીશીથી તેઓની ભવની ચીંતા ખચીત ટળી જશે ઉપયોગ–રોજ સવાર સાંજ ૦ાા તોલો તલના તેલમાં એક ટીપું **અમૃતબિંદુ** મેળવી તેને ચોળવું.

## પ્રદરરોગ.

સ્ત્રીઓના પ્રદર રોગ ઉપર **અમૃતબિંદુ** અજાયેબ અસર કરેછે. રક્ત યા શ્વત ને પ્રદર ઉપર તે આપી શકાય. બે ચાર દીવસમાં તેનાથી આરામ થઇ જાય છે. સ્ત્રીયોને તન્દુરસ્ત, આરોગ્ય, મજબુત બાંધાનીરાખવાથી તેમની સંતતિ પણ નિરોગી બનાવી શકાય છે. સ્ત્રીયોને નિરોગી બનાવવા માટે દર વરસે એક શીશી **અમૃતબિંદુ** આપવામાં આવે તો સુવાવડોમાં આવનારી નબળાઈથી પણ તેમનુ રક્ષણ કરી શકાય. ઉપયોગ—સવાર સાંજ જમ્યા પછી દરેક વખતે ૦ાા તોલો

નાગકેસર ( ઝીણું વાટેલુ) લઇ તેનાં એક તોલો માખણ તથા બે ટીપાં **અમૃતબિંદુ** મેળવી ખાવુ”ઉપરથી રૂચી અનુસાર તાજુ દુધ પીવું.

## સરદી.

અતિશય થઇ જવાથી માણુસ ઘણી વાર ઠંડોગાર બની જાય છે. સ્થિતી ઘણી ભયંકર છે અને જો આ સ્થિતીમાથી તત્કાળ તેને બચાવવામાં નહીં આવે, અંગમાં ગરમી લાવનારા ઉપચારો કરવામા નહી આવ તો થોડા કલાકોમા તેનુ આયુષ્ય પુરૂં થઇ જાય છે. ગરમી લાવનારા બીજા સઘળા ઉપચારોમાં તત્કાળ કામ લાગે, જલદી અસર કરે અને વળી સસ્તો પડે તેવો ઉપાય **અમૃતબિંદુ**જ છે. આવી સ્થિતીમાં તે પગના તળીએ ચોળવાથી આખા શરીરમાં ગરમી આવી જાય છે અને બે ટીપા પેટમાં જતાની સાથેજ હુશિયારી આવી જાય છે ઉપયોગ—એક તોલો સરસીનું તેલ લઇ તેમા ૧૦ ટીપા તજનું તેલ ઉમેરવું. તજનું તેલ હમારી પાસેથી મગાવતા રૂ ૦ાા ની એક શીશી મોકલવામા આવશે.

## તાવ.

ઠંડીના લખલખાં આવીને રોજી દો, એકાનતરીયો, ચોથિયો ગમે તેવા તાવ આવતો હોય તેને નાબુદ કરવાનો સહેલો ઉપાય “**અમૃતબિંદુ**” છે જીર્ણજ્વર ઉપર પણ તે ઘણુ સારૂં કામ કરે છે. સેંકડે ૮૦ માણસોને તેથી આરામ થઇ જાય છે. ઉપયોગ—તુળસી આદુ અને ખાવાનાં પાન પ્રત્યેકનો રસ (૦ા) પા તોલો મેળવી તેમાં બે ટીપાં **અમૃતબિંદુ** નાંખી દરદીને દીવસમાં બે વખત પાવું.

## ન્હારૂ.

ન્હારૂં અથવા વાળો એ એક જાતનો તારના રૂપનો કીડો છે. ખરાબ પાણીથી અથવા બીજાં ઘણાં કારણોથી માણુસના શરીરના ગમે તેવા ભાગ વાળો નીકળે છે. એકવાર વાળો બહાર દેખાયો કે તેને બાંધી રાખવો પડે છે. કારણ કારણુ કે તાણી કાઢતાં તે તુટી જાય છે, અથવા અંદર પાછો પેશી જાય છે તો તે પોતાનો રસ્તો

ફેરવે છે. અને ઘણી ઘણી વેદના દિવસો કે મહિનાઓ સુધી આપે **અમૃતબિંદુ** લગાડવાથી વાળો બળી જાય છે. ઉપયોગ—ચાર ટીપાં હીંગનો અર્ક લઇ તેમાં બે **અમૃતબિંદુ** નાંખી થોડું પાણી ઉમેરી રોજ દિવસમાં ત્રણ વાર પીવું. હીંગનો અર્ક અગર હમારી પાસેથી મંગાવશો તો રૂ ૦ાા ની શીશીને હીસાબે મોકલીશું.

## જંતુનાશક.

ઘરમાં ખાળ, મોરીયો, વિગેરે જગાઓ સાધારણ પાણીથી ધોવા છતાં ઘણી દુર્ગંધી મારે છે તથા જીવ ઉત્પન્ન થાય છે. આવી વખતે ઘરમાં વસનારને ઘણો કંટાળો ઉપજે છે. એટલુંજ નહીં પણ એવી દુર્ગંધમાં વસવું તે પણ જોખમ ભરેલું છે. થોડા પાણીની અંદર બે ટીપાં **અમૃતબિંદુ** નાંખી તેવી તેવી જગાઓ સાફ કરવામાં આવે તો દુર્ગંધી દુર થશે એટલુંજ નહીં પણ હાની કરતા જંતુઓનો પણ નાશ થાય છે.

## માંકડ.

પલંગ, ખુરસી, ટેબલ, મેજ, કબાટ, અભરાઇ, બારી, બારણાં ભીંતની તરડો વિગેરે જગાઓમાં માંકડ પુષ્કળ ભરાઇ રહે છે; તેમનો નાશ કરવા માટે **અમૃતબિંદુ** ઘણી અકસીર દવા છે. માંકડનો કંટાળો લગભગ દરેક ઘરમાં હોય છે. અને માંકડના ઉપદ્રવથી બચવાની ઇચ્છા પણ દરેકની હોય છે. ત્યારે માકડનો નાશ કરવા ઉપરાંત જેમાં બીજા સેંકડોગુણો સમાયલા છે તેવા **અમૃતબિંદુ**ની દરેક ઘરમાં જરૂર છે એ વાત પુરવાર થાય છે.

ઉપયોગ—સાબુનું ફીણ બનાવીને તેનું પાણી ગલાસ ભરીને તેયાર કરી તેમાં ચાર ટીપાં **અમૃતબિંદુ** નાંખી માંકડ ભરાવાની જગ્યાઓમાં તે ઉતારવું. એથી માંકડ મરી જશે અને મહીનાઓ સુધી તે જગામાં માંકડ ભરાઇ બેસશે નહીં.

ઉપર લખવામાં આવેલા **અમૃતબિંદુ**ના સઘળા ગુણ અતિશયોક્તિથી કેવળ નિરાળા છે. દરેક ઘરમાં તેની આજ કાલ જરૂર છે. પોતાના સ્વાર્થને માટે.તો ઘણા માણસો આ શીશી ખરીદ કરે છે. પણ પરોપકાર માટે પણ તેની સેંકડો શીશી દયાળુ ગૃહસ્થો ખરીદ કરે છે જે ઘરમાં **અમૃતબિંદુ**ની એક શીશી છે. તેને વૈદ્ય ડાકટરની જરૂર કવચિતજ પડે છે.

## કીંમત.

**અમૃતબિંદુ**ની એક શીશી સેંકડો રૂપીયાની કીંમતની છે એમ કહીએ તોપણ ચાલે, કારણ કે તેનાથી વૈદ્ય ડાકટરોનાં મોટાં બીલો ભરવાનાં બચી જાય છે. પરંતુ હમોએ તેની કિંમત માત્ર રૂ. ૫) રાખી છે.

## અડધી કીંમત.

જો કે **અમૃતબિંદુ** એક શીશી રૂ. ૫ માં મુફત જેવીજ છે. તે છતાં અમો પ્રજાને તેનો જેમ બને તેમ વધારે પરીચય આપવા ઇચ્છીએ છીએ, કે જેથી હમોને ભવિષ્યમાં ફાયદો થાય દવા એવી તો ઉમદા છે કે એકવાર ખરીદ કરનાર પાસેથી રૂ. ૫) ને બદલે રૂ. ૧૦) માગવામાં આવે તો પણ તે વગર આનાકાનીએ ખરીદશે. તેટલા માટે હાલમાં માત્ર એક વર્ષ સુધી તેની અડધી કીંમત એટલે માત્ર રૂ. ૨ાા રાખ્યાં છે. તે ઉપરાંત વળી પ્રજામાં આ દવા જાણીતી કરવા માટે.

## ઇનામો.

ની સીસ્ટમ નીચે પ્રમાણે ગોઠવવામાં આવી છે. આ ઇનામો પણ ચાલુ વર્ષની આખર સુધીજ આપવામાં આવશે તે વીત્યાબાદ શીશી ની કીમત રૂ. ૫) આપવા પડશે. અને કોઈ પણ જાતનું ઇનામ આપવામાં આવશે નહી.

૧ એક શીશી લેનારને એક મેજ ઉપર મુકવાનું ખુબસુરત ટાઇમપીસ ઘડીયાળ મુફત આપવામા આવશે. કીંમત રૂ. ૨ાા વી. પી. ખી રૂ. ૩.

૨ બે શીશી અમૃતબિંદુ ખરીદ કરનારને એક ઘણું સરસ અ-
સલ રોસકોપ સીસ્ટમ અથવા રેલ્વેરેગ્યુલેટર ગજવાનું ઘડિયાળ ગ્રા-
હકની ઇચ્છાનુસાર બક્ષીસ મળશે. કીંમત રૂ. ૫) વી. પી. ખર્ચ સાથે
રૂ. ૫ાા ભરવા પડશે.

૩ ત્રણ શીશી અમૃતબિંદુ ખરીદ કરનારને એક ખરી ચાંદીનું
લેડી વોચ (રિષ્ટવોચ) હાથે બાધવાના ચામડાના પટા સાથે બક્ષીસ
મળશે. વી. પી ખર્ચ સાથે રૂ. ૮ા ભરવા પડશે.

૪ ચાર શીશી લેનારને એક બ્રેસલેટ વોચ બક્ષીસ મળશે, આ
ઘડિયાળ વિલાયતી રોલ્ડગોલ્ડની પહોંચીમાં જડી લીધેલી છે સ્ત્રી પુ-
રૂપ બન્નેના હાથને શોભા આપે તેવો સુંદર દાગીનો છે, વી. પી.
ખર્ચ સાથે રૂ. ૧૦ાા≈ ભરવા પડશે.

૫ પાંચ શીશી અમૃતબિંના ખરીદનારને એક હન્ટીગ વોચ
બક્ષીસ મળશે, આ ઘડિઆળ સોનેરી અથવા રૂપેરી બન્ને બાજુએ સુંદર
નકસીની કારીગરીનાં ઢાંકણાં વાળાં ઘણાંજ મનમોહક છે. શ્રીમાનોનાં
ગજવાં દીપાવે તેવાં છે, વી, પી, ખર્ચ સાથે રૂ. ૧૩)≈ ભરવા પડશે.

૬ છ શીશી અમૃતબિંદુ ખરીદવાથી ઉપર પ્રમાણેનુજ હન્ટી-
ગવોચ બન્ને બાજુ ખરી ચાંદીનાં ઢાંકણાં વાળું બક્ષીસ મળશે. વી.
પી. ખર્ચ સાથે રૂ. ૧૫ાાા ભરવા પડશે.

૭ સાત શીશી ખરીદનારને એક મજબુત ગજવાનું ઘડીયાળ
ઇનામ મળશે. આ ઘડીયાળને અઠવાડીઆમાં માત્ર એક વારજ ચાવી
આપવી પડે છે, રોજ ચાવી આપવાની કટકટ નથી. કીંમત રૂ. ૧૭ાા
વી. પી. થી. રૂ. ૧૮ા

૮ આઠ શીશી ખરીદ કરનારને ઉપર પ્રમાણેજ ખરી ચાંદીના
ઘરનું વિકલી વાઇન્ડીંગ ઘડીયાળ બક્ષીસ મળશે. વી. પી. સાથે
રૂ. ૨૧) ભરવા પડશે.

૯ નવ શીશી ખરીદ કરનારને એક ફેન્સી કેલેન્ડર વૉચ (ગજ-
વાનું ઘડીયાળ) બક્ષીસ મળશે. આ ઘડીયાળમાં કલાક મીનીટ, સેકન્ડ

ઉપરાંત તારીખ, વાર, મહીનો, તથા ચંદ્રમાની વધઘટ, સઘળુ ખુલ્લે ખુલ્લુ જણાય છે. અમીર ઉમરાવોને વાપરવા લાયક ઘડીયાળો છે. રૂ. ૨૩ાા માં ઘર બેઠાં ટપાલ ખર્ચ સાથે પહોંચતુ થશે.

૧૦ દશ શીશી ખરીદ કરનારને ઉપર પ્રમાણેનુંજ ખરી ચાંદીનો ઘરનું કેલેન્ડર વોચ બક્ષીસ મળશે, વી. પી. ખર્ચ સાથે રૂ. ૨૬)

૧૧ બાર શીશી ખરીદ કરવાથી એક ખરા સોનાનુ ભેડી વોચ બક્ષીસ મળશે. આ પુરૂષો તેને પોતાની છાની ઉપર ટાંગી શકશે, ગજવામા રાખી શકશે, અથવા કાંડા ઉપર બાંધી શકશે, ઘણુ ફીક્કસ ઘડિઆળ છે. વી. પી. ખર્ચ સાથે રૂ. ૩૧ા ભરવા પડશે.

૨૪ બે ડઝન શીશી ખરીદ કરનારને એક ગજવામાં રાખવા લાયક જેન્ટલમેન સાઇઝનુ ઘણાજ દમામદાર દેખાવનું, મજબુત કામ, અને સરસ ચાલતુ ખરા સોનાનાં ઢાંકણાંનું ઘડિયાળ બક્ષીસ મળશે શ્રીમાનોજ તે ગજવામાં રાખી શકે, કારણ તે ઘણાં મોઘી કીંમતનાછે; વી. પી. સાથે રૂ, ૬૨) પડશે, રૂ. ૫) અગાઉથી ઓર્ડર સાથે મોકલવા.

૩૬ ત્રણ ડઝન શીશીનાં ઘરાકને ઉપર પ્રમાણેનુંજ ખરા સોનાનું હંટીંગ વોચ બક્ષીસ મળશે તેને બન્ને તરફ સુંદર નકસીદાર ખરાં સોનાનાં ઢાંકણાં હોય છે. વી. પી. ખર્ચ સાથે રૂ ૯૨) ભરવા પડશે તેપૈકી રૂ ૫) અગાઉથી ઓડર સાથે આમતાજ જોઇએ. બાકી રૂ ૮૭)નું.વી પી. થશે.

## ચેતવણી.

આ ચારૂતરનું **અમૃતબિંદુ** સરકારમા રજીસ્ટર કરાવ્યુ છે. તમારા પોતાના ફાયદા માટે બજારમાંથી ખરીદ કરતી વખતે સાવધાન રહેજો. અને રજીસ્ટર નબર ૮૪૧-૧૦ તાપસીને પછીજ તમારા ગજવામાં હાથ નાંખજો. નકલી માલ શોધી તે બનાવનારાઓને કોર્ટમા સજા કરાવતાં સુધીની મદદ કરનારાઓને ઇનામ આપવામાં આવશે સરનામું બરાબર ધ્યાન રાખો.

**એજન્ટો-જસમાઇન ઇન્ડિયા એજન્સી.**

કાલબાદેવી રોડ—મુંબઇ.